# આંતરસરિતા.

## પ્રવાહ ૧.

શંકર નરભેરામ વ્યાસ.

# निवेदन.

ભાવગ્રાહી કાવ્ય આત્માના પોષક છે. તે હૃદયમાં રસ ઝરણાંને વહેતાં કરી શુષ્ક જીવનને નવપલ્લવિત બનાવે છે ચૈતન્યની દિવ્ય સ્ફૂર્તિને એ જગવે છે. તેનામાં એક પ્રકારનું એવું અજબ બળ છે કે જીવન કર્તવ્યનું તે પરમ ભાન કરાવે છે. સામવેદ સંગીતમય હોવાથી ભગવાનનું સ્વરૂપ મનાય છે. વેદમંત્રના મધુર ધ્વનિથી અંતરના તારો ઝણઝણી ઉઠે છે. કૃષ્ણચંદ્રની મોહક વાંસળીના નાદે ગોપીઓ ઘેલી બની હતી. અને યમુના જળ પણ સ્થંભી ગયાં હતાં એવું પુરાણોનું કથન ફક્ત મન મનાવવાને માટે અલંકારિક ભાષામાં નહિ પણ સત્યજ છે.

સંગીત એ નાદ બ્રહ્મમય છે. છતાં તે તરફ આધુનિક સમયમા પુરતા લક્ષના અભાવે જોઇતું ધ્યાન ન અપાવાથી તેનું સ્વરૂપ ક્રમે ક્રમે ભુંસાતું જાય છે. તેવા સમયમા આંતર સરિતાનું પ્રાકટ્ય એ પણ આનંદ જનક છે.

પ્રભુ ભક્તિ, જ્ઞાન, તત્વ વિચાર, વગેરે જુદા જુદા વિષયોના સ્વાનુભાવના પદો આ સંગ્રહમાં પ્રસિદ્ધ કરાયા છે. સરળતા અર્થે તેનો ભાવ બરાબર સમજાય તે માટે ટીકા અને વિવેચન પણ આપ્યા છે. જીજ્ઞાસુઓને તે ઉપયોગી થશે એવી આશા રખાય છે.

## સૂચના.

આ સંગ્રહ લોકાદરને પાત્ર થશે તો તેના બીજા પ્રવાહો ભવિષ્યમાં પ્રકટ કરવા ઉત્સાહ રહી શકશે. તેને માટે યોજના એવી રખાઈ છે કે આપણા આર્ય તહેવારોના સુપર્વના દિવસોમાં તેની પ્રસિદ્ધિ થશે. અગાઉથી પોતાનું નામ નોંધાવી ગ્રાહક થનાર સજ્જન પાસે આવા ચાર સંગ્રહોનું સામટું મૂલ્ય ફક્ત બે રૂા. લેવાશે. પ્રત્યેક સંગ્રહ ૫૦ પૃષ્ઠનો થશે. એટલે ૨૦૦ પૃષ્ઠનું વાંચન ફક્ત રૂા. બેમાં અપાશે. જ્યારે છુટક પ્રત્યેક સંગ્રહની કિંમત આના ચાર રહેશે. થોડી પુરતીજ નકલો નીકળતી હોવાથી પોતાના નામ સત્વર નોંધાવવા જેથી પ્રત્યેક સંગ્રહનો લાભ નજીવી કિંમતમાં મળી શકે.

અક્ષય તૃતિયા
સંવત ૧૯૮૦ } ચિદ્ઘનજ્યોતિ કાર્યાલય, અંબાજી—સુરત.

॥ श्री ॥

પ્રગતિ મન્દિર ગ્રંથમાળા-ગ્રન્થાંક ૨૧

# આંતરસરિતા.



## પ્રવાહ ૧.



રચી પ્રસિદ્ધ કર્તા,

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

પ્રગતિ મન્દિર, વિશ્વજ્યોતિ કાર્યાલય,

અડાજણ-સુરત.

---

મૂલ્ય રૂા. ૦-૪-૦.

# आंतरसरिता.





## वदनं.

પદ ૧ (દેવ દૈવી સન્માન એ લય.)

જય? ત્રિભુવનના પ્રાણ? તારૂં પદ છે નિર્વાણ.
દશદિશમાં સુજાણ? આણ તારી વાગે;
તારાં સ્મરણોથી પાપ, દૂર ભાગે, આઘે. જય૦

એક કલ્પનાથી વિશ્વ ઉપજાવે,
અન્ય ક્ષણમાં તો તુંમા લય થાવે;

તારી ગતિ છે મહાન, (૨) તારૂં અજબ બ્રહ્મજ્ઞાન;
પામી શકે ના ધિમાન, જન્મ કોટિ જાગે. જય૦

શ્રુતિ શાસ્ત્ર વદી વિરમે પ્રભુ નેતિ નેતિ,
નિગમ અગમ સ્વરૂપ જાણવા ન ચાલતી મતિ,
છો અમાપ એક આપ,(૨) હરો જીવના સઘળા તાપ;
તારા પુણ્ય નામ જાપ, વૃત્તિ માગે, રાગે. જય

## અર્થ-વિવેચન.

હે ત્રિભુવન એટલે સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એ ત્રણ લોકના પ્રાણ સ્વરૂપ અર્થાત્ જીવન સ્વરૂપ અંતર્યામિ ! તારૂં પદ ખરેખરૂં નિર્વાણ-મુક્તિનું પરમસુખ આપનારૂં છે. (૧)

હે નાથ ? દશે દિશામાં તારી આણુ-સત્તા છે. વિશ્વમાં એવી કંઈ પણ ચીજ નથી કે જ્યાં તારી સત્તા ન હોય ? (૨)

હે પ્રભુ ? તારૂં સ્મરણ કરવાથી અમારા સઘળાં પાપો પ્રકાશને દેખી જેમ અંધકાર ભાગે તેમ દૂરને દૂર ભાગે છે. (૩)

હે વિશ્વ ચૈતન્ય ? એક કલ્પના મંત્રથી તું આખા વિશ્વની ઉત્પત્તિ કરે છે. (**एकोहं बहुश्याम** હું એક છું તે બહુરૂપે થાઉં એ તારી ઇચ્છા માત્રથીજ વિશ્વ ઉત્પન્ન થયું છે) (૪)

હે ચિદ્‌જ્યોતિ ? કરોળીયો જેમ પોતાની જાળને પોતામાંજ સમાવી લે છે તેમ જ્યારે તને સ્વરૂપમાંજ સ્થિત થઇ જવાનું મન થાય છે. ત્યારે તેંજ ઉત્પન્ન કરેલું આ સકલ વિશ્વ આંખ મીંચીને ઉઘાડીયે એટલા વારમાં તું તારામાં સમેટી લે છે. (૫)

હે દેવ ? તારી ગતિ ખરેખર મહાન છે તારૂં બ્રહ્મજ્ઞાન ખરેખરૂં અગાધ છે. (૬) તેને પામવાને માટે મ્હોટા મ્હોટા વિદ્વાનો કોટી જન્મ સુધી પ્રયત્ન કરે છે છતાં તેના પૂર્ણ સ્વરૂપને જાણી શકતા નથી. (૭)

હે ઇશ ? સઘળી શ્રુતિઓ અને શાસ્ત્રો તારા સ્વરૂપનું ગુણગાન કરતાં નેતિ નેતિ કહીને વિરામે છે. ૮

નિગમ અગમ એટલે કોઇથી પણ જાણી નહિ શકાય એવા અને કોઇથી પણ માપી ન શકાય તેવા આપ છો.

આધિ વ્યાધિ અને ઉપાધિરૂપ જીવના તાપોને નિવૃત કરનાર આપના નામના પુણ્યજાપ અમારી વૃત્તિ પ્રેમપૂર્વક માંગે છે. અમને તમારા ચરણમાં વિશ્રામ આપો.

# आत्मानुं स्वरुप.

પદ. ૨ (મારી સજની; તું ક્યાં રમી આવી રજની એ લય.)

પ્રિય આત્મન્? છે સત ચિતિ મય આ તારૂં,
ખરૂં રૂપ, રૂપ, રૂપ.
તું ચિદાત્મન્? શીદ હાથે કરી જઈ પડતો,
દુઃખના કૂપ, કૂપ, કૂપ.

સ્ફુટિકમણિની પાસ જેવો રંગ, તેવો મણિ એ જણાતો.
જીવાત્મભાવના દૃઢ રંગોથી, તુજને જીવ તું લહાતો,
તું શિવ રૂપ, રૂપ, રૂપ—પ્રિય.

અગ્નિપર રખ્યા પડવાથી, અગ્નિ સ્વરૂપ જ ઢાંકે,
અવિદ્યા રખ્યા તુજપર પડીને, મૂળ સ્વરૂપ ના દાખે,
જે ચિદ્રુપ, દ્રુપ, દ્રુપ—પ્રિય.

નથી સ્પર્શતાં તુજને ક્લેશો, નથી સ્પર્શતાં પાપો,
નથી તને કાંઈ હાનિ વૃદ્ધિ, નથી ત્રિવિધિ કો તાપો,
તું છે ભૂપ, ભૂપ, ભૂપ—પ્રિય.

નથી નથી તું જીવ કદી એ, છોડી દે પ્રિય! ભ્રાંતિ,
સ્વરૂપાબ્ધિમાં કરી નિમજ્જન, પામતું ત્યાં ચિરઃશાંતિ-પ્રિય.

## અર્થ-વિવેચન.

હે ચૈતન્યસ્વરૂપ? પ્રિય આત્મન્ તારૂં ખરેખરૂં સ્વરૂપ સત્ ચિત્ અને આનંદમયજ છે. છતાં તેને ભૂલીને હે ચિદ્‌સ્વરૂપ? પ્રિય? તું શા માટે અવિહિત કૃતિ કરીને દુઃખના કૂવામાં હાથે કરીનેજ જઇને પડે છે. હે ભાઈ? સ્ફટિકમણી હમ્મેશા પાર દર્શક અને સફેત હોય છે. તેથી તેની પાસે આપણે જેવો રંગ મૂકીએ તેવો તે મણિ જણાય છે. તેજ પ્રમાણે તારા આત્મસ્વરૂપને વિસારી નેં તારામાં આજ સુંધી વસ્તુતઃ તું શિવ હોવા છતાં જીવાત્મભાવનેજ દઢાવ્યો છે.

અગ્નિની ઉપર રાખોડી પડવાથી અગ્નિનું સ્વરૂપ ઢંકાઈ જાય છે. તેજ પ્રમાણે તારા ઉપર અવિદ્યાની રખ્યા પડી છે. તેથી તારૂં મૂળ સ્વરૂપ જે ચિદ્રુપ છે તે તને જણાઈ શકતું નથી.

હે પ્રિય આત્મન્? તું તો ખરેખર પરમાત્માનો અંશજ છે. તને સંસારના વિવિધ કલેશો અને પાપો સ્પર્શી શકતાં નથી. તને હાનિ વૃદ્ધિ નથી. તને ત્રિવિધિના તાપો નથી. તું તો સર્વનો અધિષ્ઠાત્રા એક રાજા સમાન છે,

તું કદીએ જીવ સ્વરૂપ નથી. જીવત્વપણા રૂપ ભ્રાંતિને છોડી દે. અને તારા સ્વરૂપાબ્ધિ એટલે સ્વરૂપ સમુદ્રનાં ડુબકી મારીને પરમ શાંતિને પ્રાપ્ત કરી લે.

---

હે પ્રજ્ઞાન સ્વરૂપ બ્રહ્મ? આત્મસ્વરૂપનું કથન વેદમાં કેવી રીતે કરાયું છે તે સરખાવી.

**निर्गुणः साक्षिभुतो निष्क्रियो निरवद्य आत्मा**
**सर्वत्र पूर्ण रुपात्मा सर्वत्रात्मावशेषक ॥**
**शुद्ध चैतन्य रुपात्मा सर्व सिद्धि विवर्जीत ।**
**आनन्दात्मा प्रियो ह्यात्मा मोक्षात्मा बन्धवर्जित ॥**



# પ્રભાત.

પદ ૩. (અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ–એ લય)

હે તું માનવહૃદય ? જીવ તું પુષ્પસમ,
જગતમાં જગ જગે ધરી સુગંધી.
મૂળરૂપ તાહરૂં જ્ઞાન તેજોમયી,
ઢાંકીને બન નહિ તું સ્વચ્છંદી;
પુષ્પ લઈ હાથમાં ચોળી કોઈ નાંખતું
તેહને પણ મીઠી વાસ આપે;
પાંદડે પાંદડી તુટતી તોય પણ,
ધર્મ જે નિજતણો નહિ ઉથાપે.
સમજી લે ધર્મ સામાન્ય પુષ્પજ તણો,
તું છે મહા પ્રભુતણું પુષ્પ મોઘું,
વિહિત તુજ કૃતિ કરી મૂલ્ય વધારિયું,
કે અવિહિતે કરી નાંખ્યું સોંઘું.
શત્રુને પણ કદી શાંતિ શું આપી છે ?
કાપી છે તેહની હૃદય ભીતિ,
બદલે અપકાર, ઉપકાર તેં શું કર્યો ?
ન્યાળીને તે હૃદે પ્રકટ ચિતિ.
જીવનને પુષ્પની સાથ સરખાવજે,
હે સખા ? કહું તને ફરી ફરીને
સુખને દુઃખના સર્વ પ્રસંગમાં,
રે' સદા મુક્ત ભાવે ઠરીને,

——(०)——

**અથ-વિવેચન.**

વિશ્વરૂપ બગીચામાં હે પ્રભુના પુષ્પ રૂપ માનવ હૃદય ? ારા સત્કૃત્યરૂપ સુગંધીને સર્વત્ર પ્રસરાવી દે. જીવનની ખરી મઝા એમાંજ છે. પ્રાણ જાય તો પણ ભલે પરંતુ હે પ્રિય તું તારી સુવાસ આપવા રૂપ પુષ્પના ધર્મનો કદી પણ ત્યાગ કરી સ્વચ્છંદી બનીશ નહિ.

સામાન્ય પુષ્પને તું જો ? એને હાથમાં લઇ કોઇ ચોળી નાંખે છે. તેને પણ એ મીઠી સુગંધીજ આપે છે. એની પાંદડે પાંદડીને કોઇ તોડી નાંખે છે છતાં પણ પોતાના સુવાસરૂપ ધર્મને એ કદી ત્યાગતું નથી.

જ્યારે સામાન્ય પુષ્પ આ પ્રમાણે કરે છે ત્યારે તું તો પરમેશ્વરનું મોઘું પુષ્પ છે. તો હું તને પૂછું છું કે જગતમાં તેં સારાં કૃત્ય કરી તેનું મૂલ્ય વધાર્યું છે કે નઠારાં કામોથી તેની કિંમત ઘટાડી છે ?

તારી ઉપર શત્રુભાવ રાખનાર જેને તું ગણે છે તેના ઉપર શું તેં મિત્રતા રાખી તેના હૃદયની બીક દૂર કરી છે ? તારા પ્રતિ અપકાર કરનાર મનુષ્ય ઉપર પણ તેનો બદલો એ અંતઃકરણમાં પણ પ્રભુનો નિવાસ છે એમ ગણીને વાળ્યો છે.

હે મિત્ર ! ત્હારા જીવનને પુષ્પની સાથે સરખાવજે. અને સુખ દુઃખના સર્વ પ્રસંગમાં મુક્તભાવે રહેજે.

अक्रोधेन जीने क्रोधम् ।
असाधु साधुना जीने ॥
जिने कदर्य दानेन् ।
सत्ये नालिक वादिनम् ॥

ક્રોધને અક્રોધથી અર્થાત્ ક્ષમાથી જીતવો, અસાધુતાને સાધુતાથી જીતવી. કૃપણતા અને લોભને દાનથી જીતવાં, અને અસત્યને સત્યથી જીતવું.



# स्वरूप लक्षणा करावनार हितवचन.

## પદ ૪—ગઝલ.

અરે ! ઓ ! ચિતિ સ્વરૂપ મારા, નથી ન્યૂનતા તને કાંઇ;
વિહરણુ સ્વરૂપમાં તારા, કરી લેજે સદા ભાઈ—અરે.

વિસારી સ્વરૂપ તેં તારા, દુઃખ હાથે ઉભું કીધું;
તૃષાહર વારિને ત્યાગી, અવિહિત પાન તેં પીધું—અરે.

ભૂલ્યો તું તેના ઘેનેથી, સ્વરૂપથી જુદો તને જાણ્યો;
વૃથા તેં આત્મામાં તારા, હું મમ એ ભાવને આણ્યો—અરે.

સમજ મન સમજ તું હાવે, વૃથા હું ભાવ દે છોડી;
હૃદયને રાખજે તારા, સદા આત્મામહિં જોડી—અરે.

ખરે છે અગ્નિ ઇંધનમાં, સદા એ ગુપ્ત રહેનારો;
મંથન તેહતું થાતાં, કરે એ પ્રકટ ચળકારો—અરે.

સ્વરૂપ તદ્વત સદા તારૂં, પ્રભુતા ગુપ્ત એ ભરતું;
કરી લે બ્રહ્મના ધ્યાને, પ્રણવનો નાદ ગુંજવતું—અરે.

કળા એ સિદ્ધ થાતામાં, જગતના દુઃખ સહુ જાશે;
જગતની સિદ્ધિઓ આવી, ચરણમાં તારા રોળાશે—અરે.



**અર્થ-વિવેચન.**

ભાઇ ? ખરેખર તું ચિતિ સ્વરૂપ એટલે પરમાત્માનુંજ સ્વરૂપ છે. વેદો અને શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે કે **तत्वमसि** એ તું રૂપ છે. અર્થાત્ પરમાત્મા એ તારૂજ સ્વરૂપ છે. અને તેથી તને કોઇપણ વસ્તુની ન્યૂનતા નથી. કયારે ? જ્યારે તુ તારા સ્વરૂપમાં વિહરણ કરે અર્થાત્ સ્વરૂપનું ધ્યાન કરી તેમાં જોડાઇ જાય. તેમાં તન્મય થઇ જાય ત્યારે.

હે બન્ધુ ! તું દુઃખની બૂમો પાડે છે. પણ વિચાર કરીને જોઇશ તો તને જણાશે કે એ દુઃખ તે તારા હાથે કરીનેજ ઉભું કર્યું છે. અને જે તરસને નિવારવાવાળું પાણી છે. તેને બદલે અવિહિત પાન કર્યુ છે. અને તેનું ઘેન ચઢવાથી પ્રથમ તુ તારા સ્વરૂપને ભૂલ્યો. અને જે શુદ્ધ ચૈતન્ય આત્મા છે તેનામાં હું અને મારૂં રૂપી મિથ્યા ભાવો ઉત્પન્ન કર્યા. આજ તારૂં ખરેખરૂં અધઃપતનનું કારણ છે.

વીર ? હવે તો સમજી લે, તારા મનને પણ સમજાવી લે, અને મમત્વ ભાવોને છોડી દઇ તારા અંતઃકરણને આત્મામાં જોડી દે.

લાકડાની અંદર અગ્નિ જેમ ગુપ્ત રીતે વસે છે. અને મંથન થાતાં તરતજ પ્રકટ થાય છે તેમ તારા સ્વરૂપમાં પણ પ્રભુનો ગુપ્ત રીતે નિવાસ છે. હાલ તને તે જણાતા નથી પરંતુ જ્યારે તું એ પરબ્રહ્મનું ધ્યાન ધરી પ્રણવનું રટણ કરશે. ત્યારે તે તને પ્રકટ જણાશે. અને આ યુક્તિ જ્યાં સિદ્ધ થઇ ત્યાં જગતની સઘળી સિદ્ધિઓ તારા ચરણમાં રોળાશે. તું સુખમાત્રનો સ્વામી બનીશ.

---

**સરખાવો त्वं ब्रह्मासि अहं ब्रह्मास्मि.**

**ब्रह्मात्मा ब्रह्मैव ब्रह्मात्मैवात्र ज्ञेयं न विचिकित्स्यम् ॥**

# त्वरित कर वेगने.

પદ ૫-પ્રભાત (અખિલ બ્રહ્માંડમાં, એ લય.)

ત્વરિત કર વેગને આમ બેસી રહ્યે, શું વળ્યું તાહ્યરૂં તે તું કહેશે;
બેસી રહેવા થકી દૈવ પણ તુજતણું, જાણજે નક્કી તે બેસી રહેશે.

ત્વરિત કર વેગને પ્રભુને આરાધવા, આજને આ પળે હાલ તું તો;
આજ ના ભજીશ તો કાલ કોણે દીઠી, એવું વિચાર તું હરમિષે તો

ત્વરિત કર વેગને દુર્ગુણો ટાળવા, જે રહ્યા તુજમાં ઘર કરીને;
આજ તે ટાળી દે, સુગુણ તું ધારી દે, સુગુણ સાથે રહે તું વરીને.

ત્વરિત કર વેગને ગુપ્ત રહી તાહ્યરા, અંગ આળસને ટાળવાને;
કર્તવ્ય પંથે વહી સજ્જ થા આ પળે, તું સદા તો પ્રભુ ભાળવાને.

ત્વરિત કર વેગને શુભ સદા ન્યાળવા જેથી આ શીરના દુઃખ જાયે;
અશુભ ન્યાળ્યા થકી કોટીના કલ્પે પણ શ્રી પ્રભુ સહાય
તુજને ન થાયે.—



## અર્થ-વિવેચન.

ભાઇ ? બસી શા માટે રહયો છે ? તારા કર્તવ્ય રથને ઝડપથી આગળ વધાર. શિઘ્રગામી થા. ઉઠ ? જાગ્રત થા ? આળસને છોડીદે ? છોડી દે ? આળસમાં બેસી રહેવાથી તારૂં કંઇજ વળે એમ નથી, એટલુંજ નહિ પણ તારૂં દૈવ જેને તું પ્રારબ્ધ અથવા ભાગ્ય કરીને કહે છે તે પણ બેસીજ રહેશે.

પ્રથમ તો તું સર્વ સુખના મૂળ પરમાત્માને ભજી લે. કેમકે મનુષ્યદેહ ક્ષણભંગુર છે. કાલનો કોઇને ભરોસો નથી. તેથી ઇશ્વર આરાધનમાં બિલકુલ પ્રમાદ ન કરીશ.

ઇશ્વર આરાધન પછી બીજું શું કરવાનુ છે ? તો એજ કે તારામાં જે કાંઇ નઠારા ગુણો નિવાસ કરીને રહ્યા હોય તો તેને છોડી દે. વ્યવહારમાં પણ એક વાસ મારતા મુખવાળો મનુષ્ય તારી પાસે આવી તારા મુખ આગળ પોતાનું મુખ લાવી કંઈ વાત કરે તો તે સાંભળવી તને ગમે છે ખરી કે ? ના. ત્યારે દુર્ગુણ એ એક પ્રકારની શરીરની નઠારી વાસ છે. અને એ જ્યાં સુધી તારી પાસે હોય ત્યાં સુધી ઇશ્વર તારી પ્રાર્થના કેમ કરીને સાંભળે ? પ્રભુને તો પવિત્રતા બહુ વહાલી છે. સારા ગુણો એ એક પ્રકારની પવિત્રતા છે. ગુલાબનું પુષ્પ પાસે હોય તો તેની સુવાસથી જેમ મગજ તૃપ્ત બને છે, તેમ સારા ગુણો પણ એક પ્રકારની સૌરભતા પ્રસારે છે.

તારા શરીરમાં ગુપ્તપણે રહેલી આળસને છોડી દે. આળસ એ તો ઉન્નતિ અટકાવનાર મહારિપુ છે.* કર્તવ્યે લાગીજા. જેમાં તેમાં શુભને જોનાર થા. કેમકે જ્યાં સુધી તું દોષ દ્રષ્ટિવાન હોઇશ ત્યાં સુધી ઇશ્વર તને કદી પણ સહાય થવાના નથી.

---

*સરખાવો. आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥

# ते समये प्रभुने प्रार्थजे.

પદ ૬.

તે સમયે પ્રભુને પ્રાથંજે,
જ્યારે વૃત્તિ તુજ ધૈર્યજ ત્યજે;
કશો માર્ગ તુજને ના સુઝે,
ચરણો ભયે થર થર ધ્રુજે.

તે સમયે પ્રભુને પ્રાથજે,
તું તેમાં દૃઢ અનુરાગજે;

પ્રભુ સુખ સાચું આપતા,
નિજ ભક્ત દુઃખો કાપતા;
ના ત્રિવિત્રિ તાપે તાપતા,
મુક્તિ દીયે ક્ષણ જાપતા.

મન તારૂં પ્રભુમાં સ્થાપજે,
જગ બંધનોને કાપજે;

કિલવિષ ઘણાં તારાં હશે,
ક્ષણ એકમાં માફજ થશે;
જવ સાચા ભાવે પુકારશે,
તવ આવી ઝટ ઉગારશે.

તે માટે પ્રભુને પ્રાથંજે,
તું તેથી અભિમુખ બહુ થજે.



**અર્થ-વિવેચન.**

પ્રભુની ખરેખરા હૃદયના ભાવ પૂર્વક પ્રાર્થના કરજે.
જ્યારે તારી વૃત્તિ ધૈર્યને ત્યાગતી હોય.
કંઇ પણ રસ્તો તારી મતિમાં જણાતો ન હોય.
આવી પડેલા ભયથી પગ થર થર ધ્રુજતા હોય.

**તે વખત હે બંધુ?**

તું ઇશ્વરનું સ્તવન કરજે. તેમાંજ અનુરાગ-એટલે પ્રેમ પ્રકટાવજે.
પ્રભુ? પરમ દયાળુ છે.
કોઇ પણ દિવસ નાશ ન પામે એવું અક્ષય અને સાચું સુખ આપે છે.
ભક્તોના ગમે તેવાં પાપો હોય તો તેને પણ કાપી નાંખે છે.
ત્રિવિધિના તાપે તપાવતા નથી.
સહજ સ્મરણ કરતાં મુક્તિ સુખ આપે છે.
તારા મનને પ્રભુમાં સ્થાપી દે. જગતના સર્વ બંધનોને છોડી દે.
ગમે તેવાં તારાં પાપો હશે, છતાંય સાચા હૃદયથી પ્રાર્થના કરવાથી
તે એક ક્ષણમાં નાશ પામશે. અને પ્રભુ તને ઉગારી લેશે.
ચિંતા ન કર. પ્રભુની પ્રાર્થના કર, અને પ્રભુને અભિમુખ થા.

**स्रग्धरा.**

**कल्याणानां निधानं कलिमल मथनं पावनं पावनानां।**
**पाथेयं यन्मुमुक्षोः सपदि परपद प्राप्तये प्रस्थितस्य।**
**विश्रामस्थानमेकं कविवरवचसां जीवनं सज्जनानां**
**बीजं धर्म द्रुमस्य प्रभवतु जगतां भूतये रामनाम॥**

**અર્થ**

પ્રભુનું નામ કલ્યાણનો ભંડાર, પાપનો નાશ કરનાર, અને પવિત્ર કરનાર છે. ભક્તોનું એ ભાથું છે. પંડિત અને વિદ્વજ્જનોની વાણીનો વિસામો છે. સજ્જનોનું જીવન છે. ધર્મરૂપી ઝાડનું બીજ છે.

# जप साधन.

પદ ૭-પ્રભાત. (વૈષ્ણવ જન તો તેને કહીયે-એ લય)

સાધનમાં એક સાધન સાચું,
જપ કેરૂં બહુ ભારી રે;
કંઇ કંઇ સાધક ગ્રહી તે તરીયા,
સંસારાબ્ધિ વારી રે;—સાધનમાં.

પ્રભુથી એ અભિમુખતા વધારે,
મન લે દુઃખથી તારી રે;
જીવપણાથી શિવે જવાની,
યુક્તિ આપે સારી રે;—સાધનમાં.

મનના વેગો શાંત પમાડે,
સ્વરૂપમાં દે એ ઠારી રે;
જનને ઉર્ધ્વગામિ કરીને,
દાખવે મોક્ષની બારી રે;—સાધનમાં.

છોડીને સઉ તારા પ્રયત્નો,
દે જપમાં પ્રીતિ વધારી રે;
અધિક અધિક જપે તન્મય થાતાં,
ખુબી જણાય એની ન્યારી રે;—સાધનમાં.

સામર્થ્ય આપે હૃદયમાં સાચું,
જો જપમાં રહે જારી રે;
આંતરશ્રદ્ધા બલને જગાવે,
દાખવે વિશ્વ વિહારીરે ;—સાધનમાં.

**અર્થ-વિવેચન.**

સંસારરૂપી સમુદ્રને સુખ પૂર્વક તરી જવાનું સુલ્લભ સાધન એક જપ જ છે. એનાથી કઇ કેટલા સાધનાભ્યાસી દુસ્તર સંસારને તરી સામે પાર પહોંચ્યા છે.

જપ કોનો કરવો ? પોતાના જે ઇષ્ટદેવ હોય તેનો. એક બ્રાહ્મણ પોતાને પ્રિય શંકરને ઉપાસી શકે છે. તો એક વૈષ્ણવ કૃષ્ણને પણ જપે છે. મુસલમાનો પોતાના પયગમ્બરને ખુદાનો બંદો ગણી તેની બંદગીમાં પોતાનું ભલું સમજે છે. જપ કરવાથી પોતાના ઇષ્ટદેવ પ્રતિની અભિમુખતા વધે છે. જીવપણામાંથી શિવપણામાં જીવ જઇ શકે છે. મનના પ્રતિકૂળ વેગો શાંત પડે છે. અને મન સ્વ સ્વરૂપમાં ઠરે છે. વિરમે છે.

મનુષ્યને ઉર્ધ્વગામી, અર્થાત્ ઉંચે ચઢાવનાર. તથા મોક્ષની બારી દર્શાવનાર એક જપજ છે. માટે હે સુખાભિલાષિ મનુષ્ય ? તારી સઘળી પ્રવૃત્તિને છોડી જપના માર્ગમાં સ્થિર થા, તેનામાં પ્રીતિ વધાર. વ્યવહાર પ્રતિની આસક્તિ છોડી જપમાં તન્મય થા. તારા આંતર પ્રદેશમાં જપનો રણકાર ઉડે તેમ કર. તેનાથી હૃદયનું સાચું બળ પ્રકટશે. અંતરની શ્રદ્ધા જાગ્રત થશે. અને શ્રદ્ધા જાગ્રત થતાં પ્રભુના પ્રકટ દર્શન થશે. શાસ્ત્રમાં તો કહ્યું છે કે

**जपात् सर्व, जपात् सर्व, जपात् सर्व, जपात् , जपात् ,**

જપમાં સર્વ છે. જપમાં સર્વ છે. જપમાં સર્વ છે. જપકર. જપકર.

---

સરખાવો શ્રીમુખવાક્ય.

**यज्ञानां जप यज्ञोस्मि ॥ भ. गी. १०-२५.**

યજ્ઞોમાં જપ યજ્ઞ હું છું.

# प्रभु क्यां रहे छे?

પદ-૮. (રામ ભજી લે પ્રાણીયા-એ લય).

તેવા ઉરે પ્રભુ પ્રકટ રે'

જ્યાં શાંતિના ઝરણાં ઝરે, જે બ્રહ્મનું ચિંતન કરે;
ગુંજન કરી પ્રભુ નામનું, જે ૐ હરિ ૐ ઉચ્ચરે-તેવા૦

જે દ્વેષ કદીએ ના ધરે, અપરાધિપર નિશ્ચય ખરે;
અજ્ઞાન તેનું પરહરે, તેના વડે એ ઉદ્ધરે-તેવા૦

જ્યાં કામ ના કે ક્રોધ ના, જ્યાં મોહ ના કે લોભ ના;
જ્યાં કોઈ સ્થિતિથી ક્ષોભ ના, અવિકલપણું વૃત્તિ ધરે-તેવા૦

જે આત્મનિશ્ચયી છે સદા,' વદે હાય !ના દુ:ખથી કદા;
કર્તવ્ય માર્ગે સર્વદા, વહી ફળની આશા નવ કરે…તેવા૦



**અર્થ-વિવેચન**

### પ્રભુ કેવા અંતઃકરણમાં પ્રકટ રહે છે ?

જે અંતઃકરણમાં હરહમ્મેશ શાંતિ રહેતી હોય, સંસારમાં દુઃખના પ્રસંગો આવે છતાં તેને પ્રસન્ન ચિત્તે ભોગવી પોતાની શાંતિ ભંગ થવા ન દે, અને જે હમ્મેશાં બ્રહ્મનુંજ ચિંતન કરી બ્રહ્મના ધ્યાન પૂર્વક પ્રભુના મધુર નામનો હરિ ૐ પૂર્વક ઉચ્ચાર કર્યા કરે ત્યાં પ્રભુ પ્રકટ રહે છે.

જેના અંતઃકરણમાં પોતાનો બગાડ કરનાર અપરાધિ મનુષ્યની ઉપર પણ સહજ દ્વેષ નથી એટલુંજ નહિ પરંતુ જે અજ્ઞાનને લઈ તે મનુષ્ય અપરાધ કરવા પ્રવૃત થયો તે અજ્ઞાનને ટાળવાનો પ્રયત્ન કરે ત્યાં પ્રભુનો નિવાસ છે.

જે હૃદયમાં કોઇ પણ પ્રકારની કામના નથી, જ્યાં સહજ પણ ક્રોધ નથી, જ્યાં મોહ નથી તેમ લોભ પણ નથી. એટલુંજ નહિ પરંતુ ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય, માન મળે કે અપમાન છતાંય વૃત્તિમાં ઉદ્વેગ ન થાય તે હૃદય પ્રભુને ફરવાનો એક બગીચો છે.

જે આત્મનિશ્ચયી પોતાનાજ બલ ઉપર ઝઝુમનાર છે, દુઃખના પ્રસંગમાં પણ હાય ! હાય ! કરતો નથી અને પોતાના કર્તવ્ય માર્ગને ફળની આશા રાખ્યા વગર વળગી રહે છે ત્યાં પ્રભુ રહે છે.

---

**जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।**
**शितोष्ण सुखदुःखेषु तथा मानापमानयो ॥ भ० ६-७**

મનને જીતનારા પ્રશાંત પુરૂષનો આત્મા, ટાઢ, તડકો, સુખ દુઃખ તથા માન અને અપમાનમાં સમાનજ રહે છે.

# જ્યોતિ પ્રાકટય

**પદ ૯ (મારી કયારીમાં મ્હેક મ્હેક એ લય)**

મારા અંતરમાં દિવ્યજ્યોતિ જાગી;
હું આજ હવે પૂર્ણ છું થયો, મુક્ત છું થયો;

જીવભાવનાની ભીત સઉ ભાગી;
હું આજ હવે પૂર્ણ છું થયો, મુક્ત છું થયો

માયાપ્રદેશના આ, ખોટા અંધકારમાં;
આજ સુધી ભમી ભૂલ્યો, મિથ્યા વ્યવહારમાં.
સત્ય શું તે આજ તો જણાયું, (તેમાં) મન તણાયું—હું૦

વિવર્તરૂપ દૃશ્ય હાવે, બ્રહ્મ પલટાય છે,
સર્પ રજ્જુ વસ્તુ ભેદ, હાવે સમજાય છે;
અજ્ઞાન તિમિર મરૂ સઉ ભાગ્યું, જ્ઞાન જાગ્યું—હું૦

સઘળી ઈચ્છાઓ સમી, રહ્યું ન કાંઇ માંગવું,
સઘળે હું ત્યાં વળી ગ્રહેવું શું ત્યાગવું;
એકરૂપ પ્રભુનું સુહાવે, ભેદ જાવે. હું૦

---

## અર્થ-વિવેચન

આ પદ્યમાં વિશેષે કરીને ધ્યેયને સાક્ષાત્કાર કરનાર સાધકના ઉદ્‌ગાર છે. સાધનોને જ્યારે દૃઢ પ્રેમથી સાધવામાં આવે છે. ત્યારે અમુક કાળે તે સાધનોનો પરિપાક થાય છે. અને સાધકના અંતઃકરણ દિવ્યજ્યોતિનો ઉદય થાય છે.

આ જ્યોતિ એજ પરમાત્માનું સ્વરૂપ છે. અને જ્યારે એ દિવ્ય જ્યોતિનુ હૃદયમાં પ્રાકટ્ય થાય ત્યાં અપૂર્ણના શાની રહે? ત્યાં બંધન પણ કઇ વસ્તુનું હોય? ત્યાં તો પૂર્ણતા અને મુક્તત્વજ અનુભવી શકાય

સ્વરૂપાનુભવ પામનાર સાધક પોતાના અનુભવ રહસ્યને કથે છે કે મારા અંતરમાં આજે દિવ્યજ્યોતિનો ઉદય થયો છે, અથવા તે પ્રકટી છે. તેને જોઇ હું પૂર્ણ અને મુક્ત થયો છું. મારી જીવપણારૂપ ભ્રાંતિ પણ ચાલી ગઇ છે.

માયાના પ્રદેશનું આજ સુધી મારા ઉપર આવરણ આવ્યું હતું. તેનાથી અંધકારમાં રહી ન કરવા યોગ્ય કામો કરી જગતના મિથ્યા વ્યવહારોમાં ભમ્યો હતો. પણ મારા નાથની જ્યોતિ પ્રકટ થતાં હવે મને સત્ય શું છે તે જણાયું છે. અને એનીજ લગની લાગી છે. દ્રષ્ટિમાં દિવ્યાંજન પડવાથી આ ભાસમાન થતું જગત બ્રહ્મમાં પલટાય છે + અને સાપ તથા દોરડીના ભેદો પણ સમજાયા છે. કેમકે અંતઃકરણમાં જ્ઞાનનો ઉદય થવાથી અજ્ઞાનરૂપી તિમિર (અંધારૂ) ગયુ છે.

મારી સઘળી ઇચ્છાઓ હવે સમી ગઇ છે. કેમકે પ્રભુ અને હું એનો એકજ છીએ. અને જ્યાં સર્વત્રજ પ્રભુરૂપે હું છું ત્યાં મારે શુ લેવું અને શું છોડવું? હું મારા નિજાનંદમાંજ મસ્ત છું

**सच्चिदानंदरुपमिदं सर्वम**
**मत्तामात्रं हीदं सर्वं मत्स्वरुपमवेदं सर्वम.**

+સરખાવો. **हरिरेव जगत जगदेव हरि.**

# जगतनी असारता.

પદ ૧૦ (જેશલ કરી લે વિચાર, એ લય)

કરીને તત્વ વિચાર, જગને ગણવું અસાર,
એમાં કાંઇ નથી સાર, એનો પામવાને પાર;
આજે ઇષ્ટ સ્મરણને, પ્રેમથી સઘળા આદરો......હેજી.

મહા મોહ રહ્યો માંહિ, તૃષ્ણા જાળ તો છવાઇ;
રસ્તો બચવાનો નાહિ, એથી ઉગરવાને ભાઇ-આજે.

શોક સંતાપને પાપ, એમાં ત્રિવિધિના તાપ;
એથી બચવાને આપ, કરો પ્રભુ નામ જાપ-આજે.

ગણજો જીવનનું મૂલ્ય, મહા પુણ્યે અમૂલ્ય;
મળ્યું, કરો ના તૃણ તુલ્ય, નહિતો રહેશે વર્તુલ*-આજે.

જીવને કોની ના સગાઇ, જાશે પુણ્ય પાપ સાહી;
કરો પુણ્યની કમાઇ, વિનવું બહેન અને ભાઇ આજે.



* મીંડું.

**અર્થ-વિવેચન**

હર હંમેશ તત્વવિચારમાં નિમગ્ન રહો. અને જગતની અસારતાને અવલોકો જગતમાં કાંઇજ સાર નથી. માટે એનો પાર પામવો હોય, દુઃખરૂપ જગતમાંથી ઉગરવું હોય તો હે સુખાભિલાષિ મનુષ્યો! તમે તમારા પ્રભુના સ્મરણને આજથીજ આદરી લો.

જગતનું સ્વરૂપ જુઓ? તેમાં શું છે? મોહ છે. તૃષ્ણાની જાળો છે. કે જેનાથી તમે બંધાયા તો એક માર્ગ તેનાથી મુકત થવા માટે રહેતો નથી. જગત એ તો શોક, સંતાપ, પાપ વીગેરેથી ભરેલું છે.

મહા પુણ્યયોગથી મનુષ્ય જીવન તમને મળ્યું છે. તેને તરણા જેવું નિરૂપયોગી ન કરી નાખતા. જીવને સાચી સગાઇ કોઇની નથી. ફકત પુણ્ય અને પાપના ફળોનોજ તે ભોકતા છે માટે ભાઇઓ? અને બહેનો? સત્કર્મ કરો, સત્કર્મ કરો.



वन्ध्याकुमार वचने भीतिश्चेदस्त्विदं जगत् ।
मृगतृष्णाजलं पीत्वा तृप्तश्चेदस्त्विदं जगत् ।
गंधर्वनगरे सत्ये जगद्भवति सर्वदा

વંધ્યાકુમારના વચનથી કદી ભીતિ થતી નથી. મૃગતૃષ્ણાના જલથી તૃપ્તિ થતી નથી. અને ગંધર્વનગર સત્ય હોતું નથી તેમ આ ભાસમાન થતું જગત એક સ્વપ્ન સમાનજ છે. તેમાં કદી મોહ રાખવો નહિ અને પ્રભુને ભજવા.



# जीवननी याचना.

પદ ૧૧ (હું તો પ્રેમની જોગણ. એ લય)

જય જય જીવનરાશિ આપ પ્રભુ કંઈ જીવન સાચું દો,
જીવન સાચું દો. પ્રભુ કંઈ જીવન સાચું દો;
મરણ ભય આજ ટાળી દો. જય૦

વસ્તુ જીવનવિણ સર્વે નકામી, ઉર ઠસાવી દો;
જીવનહર પ્રવૃત્તિ અમતણી, સર્વે સમાવી દો-પ્રભુ૦

કંઈ વસ્તુ જીવનરૂપ ઉરમાં એ સ્ફુરાવી દો;
સ્ફુરાવી તેહને પછીથી પ્રભુ, તેને સધાવી દો-પ્રભુ૦

અનુગ્રહ આજ કરીને ઇશ, જીવન તૃષા નિવારી દો;
કંઇ જન્મનું આવાગમન રૂપ, દુઃખ વિદારી દો-પ્રભુ૦

જીવનમય કરી ભૌક્તિક તનુ, સઉ વ્યાધિ ટાળી દો;
ટાળી આધિને ઉપાધિ અમને, મુક્ત ઝટ કરી દો-પ્રભુ૦

જીવન ભૂખ્યાં અમ બાલુડાં, જીવનનું ભોજન દો;
પરિપૂર્ણતાથી તે દઈ, અમને અમર કરી લો-પ્રભુ૦



**અર્થ-વિવેચન**

હે પ્રભુ ? અમને જીવન આપો.

અમે આપને વળીવળીને પ્રાર્થીએ છીએ કે અમને સાચુ જીવન આપો. અમારે માથે મરણનો મોટામાં મોટો ભયછે તેને ટાળીદો.

સાચું જીવન કયું, એ સમજાવવું જરૂરનું છે. ખાવા પીવા તથા ઉંઘવામાં વ્યતિત થતું જીવન સામાન્ય જીવન છે. પણ અંતઃકરણમાં પરમાત્માના અખંડ ભાનપૂર્વક સંયમિત જીવન ગાળવું એજ સાચું જીવન છે.

સવથી અમૂલ્ય ન મળી શકે એવું જીવનછે. એના વિનાની પ્રવૃત્તિઓ શૂન્યછે એવું દૃઢ ભાન જગાવી અમારી જે જીવનને હરનાર ઉંધી પ્રવૃત્તિઓ હોય તેનો નાશ કરો.

જીવન કઇ વસ્તુથી મળી શકેછે ? કયા સાધનોથી જીવન મેળવાય છે. તે અમારી મતિમાં સ્ફુરાવો, અને તેને કૃત્તિમાં ઉતારવાનું બળ આપો. હે નાથ ! અમને સચા અને દિવ્ય જીવનની તૃષા લાગીછે.

**पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनं**

એવા આવાગમનરૂપ દુઃખથી અમે કંટાળ્યા છીએ. તો હવે અમને મુક્તત્વ આપો અમારી તૃષા નિવારો. અમારા શરીરને સવ વ્યાધિ ટાળી જીવનમય કરો. અમને આધિ ઉપાધિથી મુક્ત કરો. અમે આપના બાળકો જીવનનાજ ભુખ્યાં છીએ. તેથી તે આપી અમને અમરપદમાં સ્થાપો.

**વશંસ્થ વૃત.**

**रुजासु नाथः परमं हि भेषजं**
**तमः प्रदीपो विषमेषु संक्रमः ॥**
**भयेषु रक्षा व्यसनेषु बान्धवो**
**भवत्यगाधे व्यसनांभसि प्लवः ॥**

હે પ્રભુ ? આપ મહા વ્યાધિમાં ઔષધરૂપ છો. અંધકારમાં દીપકરૂપ છો. સંકટમાં પાર ઉતારવાના સાધનરૂપ છો. ભયમાં રક્ષણરૂપ છો. નઠારી ટેવના ઉંડા પાણીમાં વહાણરૂપ છો. આપને અમે અનન્યભાવે પ્રાર્થીએ છીએ.

# दर्शनातुर वृत्ति

## પદ ૧૨ (મને વ્રજવાસ છે વહાલો, એ લય.)

કોઈ મારો ચંદ્ર દેખાડો, નભમાંથી પટ કાઢી આડોરે,-કોઈ૦
મારા એ ચંદ્રને હૃદયથી જોવા મન ઘણું બનીયું આતુર,
નેત્ર ફૂટારી જોતી નભમંડળ તોય એ દૂરને દૂર,
અભ્રો તણો પટ અતિ ઘાડો; કોઈ૦
દિશાઓ સઘળી શૂન્ય જણાતી રજનિ વળી ભયકાર,
યુથ તારાના શોભા વિનાના, લાગતા મુજને અસાર,
પ્રકટી મને શાંતિ પમાડો; કોઈ૦
અનુભવી હો તે અનુભવની મને કહેજો પ્રેમથી વાત,
કયા માર્ગે વહું જેથી હું ભેટું, મારા વહાલા સંઘાત,
સુખ એવું મુજને ચખાડો; કોઈ૦
વત્સ વિનાની ગાય અને જેમ સ્વામી વિનાની નાર,
ઝુરી ઝુરી કાઢે દિવસો પોતાને, દાઝી રડે નિરધાર,
તેવી સ્થિતિમાં મને ધારો; કોઈ૦
તાવવી ઘટતી ના કૃપાનિધિ થઈને આવડી અ હદે નાથ,
દુર્બળ દેહનો ભરૂસો ન કાંઇ, કયારે છૂટે એનો સાથ,
દુઃખી દીનને ન રંજાડો; કોઈ૦
કયાં છુપાયો હશે મુજ વહાલો, જીવન કેરો આધાર,
એના વિનાની આ પ્રવૃતિ સઘળી, લાગતી મુજને અસાર;
એમાં શ્રમ વ્યર્થ છે ઠાલો: કોઈ૦
આ જન્મે નહિ તો પર જન્મે, મળવું પડશે ખચ્ચિત,
તો પછી વાર કરો શાને માટે, દર્શાવો રૂપ સચ્ચિત,
તો તો થાય ધન્ય આ દહાડો; કોઈ૦

## અર્થ-વિવેચન.

મારા પ્રભુરૂપ ચંદ્ર ક્યાં હશે ? કૃપા કરી કોઇ દર્શાવશો. જાણભેદુ હો તો આવો, મારા હૃદયરૂપ આકાશમાં અજ્ઞાનરૂપી આડો પડદો પડ્યો છે. તેથી હું તેમને જોઇ શકતી નથી. મારો એ અજ્ઞાન પડદો દૂર કરો.

મારા એ પ્રિયતમ પ્રભુને જોવા મન ઘણુંજ આતુર બન્યું છે. ઘડી ઘડી હું હૃદયમાં જોઉં છું પણ અજ્ઞાનરૂપી વાદળાંનો ધાડો પટ એ વ્યોમમંડળમાં એટલો તો છવાઇ ગયો છે કે મને તેમના મનહર દર્શન થતાં નથી.

મારા નાથ વિના મને સઘળું શૂન્ય જણાય છે. ભય લાગે છે. હૃદય ચંદ્ર વિના તારાના યુથો પણ અસારજ જણાય છે. હું કેવી રીતે શાંતિ પામી શકું ? મને પ્રભુના અનુભવની કોઈ વત કહો. કયા માર્ગે જવાથી મારા વહાલાને ભેટી સુખ પામું એવું કોઇ બતાવો.

મારા પ્રાણ વિના મારી સ્થિતિ કેવી છે. ? જેવી વત્સ વિનાની ગાય અને સ્વામી વગરની સ્ત્રી કે જેને દુઃખનો કાંઠોજ નથી તેવી સ્થિતિ મારી થઇ છે.

હે કૃપાનિધિ ! હવે વધુ ન તાવશો. મારા સુકલકડી દેહનો પણ મને ભરોંસો પડતો નથી કે એનો સંબંધ પ્રાણ ક્યારે ત્યાગશે. માટે જ્યાં છુપાયા હો ત્યાંથી આપ પધારશો. આપના વિના આ સઘળી પ્રવૃત્તિ મને અસાર અને મહેનત ભરેલી લાગે છે.

આપનો અને મારો સંબંધ કાંઈ છૂટયો છૂટે એમ નથી. આ જન્મે નહિ તો આવતા જન્મે પણ આપને મળવું તો પડશે. તો પછી શા માટે આજે જ આપનું સચ્ચિત આનંદમય રૂપ દર્શાવી મારા આજના દિવસને ધન્ય કરતા નથી.

---:o:---



# अभय वचन.

પદ ૨૩ (પ્રિયતમપદ સેવા યાચું છું જોડી પાણી એ લય)

સર્વ ધર્મને ત્યાગી, આવ તું શરણ મારી,
ભયભિત ન થા વિશ્વે, લઈશ હું સઘ તારી,
સંતાપ પાપ સઉ તારાં, દઈશ નિશ્ચય નિવારી,
જો! જો! પૃષ્ઠે તારા, સહાય છે અભયકારી,
હું છું તા......રો, તું મારો ભ્રાત!
છે સદા તું મારો;

મારાને તારામાંહિ ભેદ કાંઈ નથી પડનારો,
જાણજે નક્કી વિશ્વે, તુંથી હું છું નહિ ન્યારો,
સૂર્ય છે જેમ એક, ઘટના પાત્રે દરેક,
જુદા તે દિસનારો;
આત્મા છે તેમ એક, મારો તો અંશ પ્રત્યેક,
આત્મામાં પડનારો;—હું છું૦

## અર્થ વિવેચન

### પ્રભુનો દિવ્ય સંદેશ.

સંસારની ઉપાધિમાં રહી ભયગ્રસ્ત થનાર હે માનવી?

તારા સર્વ ધર્મોને ત્યાગી મારા શરણે આવ. વિશ્વમાં બીક કોઇની પણ ન રાખ, ડરીશ નહી. પ્રિય પુત્ર? તને હું નક્કી તારીજ લઇશ.

સંતાપ અને પાપોથી પરિતાપ મા પામ! જો તારી પાછળ મારી અભય સહાય રહી છે. હું હંમેશા તારોજ છું હે ભાઇ! તું મારો, સદાનો તું મારોજ છે.

મારામાં અને તારામાં કાંઇ પણ ભેદ નથી. તારાથી હું જુદો નથી. સૂર્ય જેમ એક હોવા છતાં જુદા જુદા પાત્રના યોગે જુદા સ્વરૂપે જણાય છે તેમ મારા આત્માનો અંશ પ્રત્યેક આત્માની અંદર પડે છે.

વીર!

**सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहंत्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥**

(भ. गीता. १८. ६६)



## एक प्रभुना आश्रये रहेवा वृतिने संबोधन.

### પદ ૧૪ (ગાન મધુરા કંઇ ગા, એ લય

પ્રિયતમ સંગમાં જા, અલી વૃત્તિ પ્રિયતમ સંગમાં જા.
એ વીણુ કંઈ ન મઝા, અલી વૃત્તિ પ્રિયતમ સંગમાં જા.

પ્રિયતમ છોડી અવર જતામાં, પામીશ બહુ તું ઇજા; અલિ૦
આ જન્મે જો સંગ ન ગઈ તો, લક્ષ ચોર્યાસી સજા; અલિ૦

બહિર પ્રદેશનું ભ્રમવું ત્યાગી, અંતરે સ્થિત થઇજા; અલિ૦
અભિમુખતા તું નિત્યે વધારી, એકરૂપે બનીજા; અલિ૦

તુજ મનમાં કાંઇ પલટો થતામાં, પ્રિયતમ પ્રિયતમ ગા; અલિ૦
કંઠ પ્રદેશથી ધ્વનિ લઇ જાજે, પરા પંસ્યતિમાં; અલિ૦

અનન્ય ભાવે એને શરણુ થતામાં, ફરકશે વિજય ધ્વજા; અલિ૦
હું મારૂં એ ભાન વિલાવી, પ્રભુ રૂપમાં સમીજા; અલિ૦



### અર્થ-વિવેચન

હે વૃત્તિ ? તારા પ્રિયતમ પ્રભુના સંગમાં જા એ વિના જીવનની સાચી મઝા તને કંઇજ જણાશે નહિ.

તારા પ્રિયતમ પ્રાણને છોડી જો તું બીજા માર્ગે વહીશ તો ઘણું ઘણું દુઃખ પામીશ પુનઃ લક્ષ ચોર્યાસી યોનીમાં ભટકવાની સજા તને મળશે.

હે બહિર્મુખ વૃત્તિ ? તારૂં બહિર પ્રદેશમાં ભમવું છોડી દે. અને અંતઃકરણમાં સ્થિત થા. ત્યાં તારા જીવનનાથની સાથે અભિમુખતા વધારી એકરૂપે બની જા.

જો તારામાં કંઇ પણ વિકારી ભાવ જાગ્રત થાય તો પ્રભુનો વૈખરી વાણીથી જપ કરવો સરૂ કરી તેના ધ્વનિને પરા અને પશ્યંતિમાં લઇજા. અને અનન્યભાવે તેમનું શરણ સ્વીકારી લે. તારી વિજય ધ્વજા એથીજ ફરકશે.

હે સ્યાણી વૃત્તિ ? તારામાં રહેલા હું અને મારાપણારૂપ ભાનને વિલાવી પ્રભુથી એક થઇજા.



# ज्योति दर्शन.

પદ ૧૫ ગીતનો લય. શીખ સાસુજી દે છે રે એ રાગ.

મુજ હૃદયમાં જ્યોતિરે, ઝળળળ આ શી ? દીપે;
જેને જોતાંમાં મારીરે, ક્ષુધા તૃષા સર્વ છીપે;

જોતાં તૃપ્તિ ન થાતીરે. અનિમિષ નયન વડે.
શુદ્ધ સઉ વિસરાતીરે, અન્ય નવ નજર પડે-મુજ૦

કોટી સૂર્યની રશ્મિરે, નહિ આની તુલ્ય ગણું,
પ્રભા સર્વની ઝાંખીરે, મુખેથી શું હું ભણું-મુજ૦

બહુ આતુર મનથીરે, જ્યોતિ જોવા હૃદય ઘણી,
ત્યારે આજે એ પ્રકટીરે, જાણે હોય સ્ફટીકમણી-મુજ૦

જેને ઋષિ મુનિ ધ્યાનેરે. જોવા બહુ યત્ને ફરે,
તે તો કરૂણાથી આજેરે, હૃદય ઝળકાર કરે-મુજ૦

ઉર અવિદ્યા વિલાઈરે, હું તું તેના ભેદ ગયા;
સર્વ જ્યોતિ નિહાળુંરે. જ્યોતિરૂપ સઘળા લહ્યા-મુજ૦

ઇચ્છા શમી ગઈ મનનીરે, પ્રયત્નો સઉ વિરમ્યા,
છૂટી આસક્તિ તનનીરે પ્રભુના વિસામે સમ્યા-મુજ૦

## અર્થ વિવેચન

(ધ્યાનની પૂર્ણ અવસ્થાએ પહોંચેલા સાધકનું આ પદ્યમાં વિવેચન છે.)

અહાહા! મારા અંતઃકરણમાં—મારા હૃદયમાં પરમાત્માની દિવ્ય જ્યોતિ કેવી સુંદર પ્રકાશી રહી છે. જેને ક્ષણભર જોતાં મારી ક્ષુધા અને તૃષા નિવૃત થાય છે. હું એ મનોહારિ જ્યોતિને મારી આંખના નિમિશોન્મેશ (ઉઘાડ મીંચ) ત્યાગીને જોયાજ કરું છું. છતા તૃપ્તિ થતી નથી. મારી સર્વ શુદ્ધિ જતી રહે છે. જ્યોતિ વગર કાંઇજ નજરે પડતું નથી.

જ્યોતિના પરમ પ્રકાશની આગળ કોટિ સૂર્યની રશ્મિઓ મૂકો તો પણ એની ખુમીને પહોંચશે નહિ. કારણ સૂર્ય ચંદ્ર અને વિશ્વમાત્રનું નિયમન કરનાર એ પરમાત્માની જ્યોતિ છે. એની આગળ સર્વ પ્રભાઓ ઝાંખી હોય એમાં શી નવાઈ?

આ મહા જ્યોતિ જોવાને હું ઘણા દિવસથી ઇચ્છા રાખતો હતો. તે આજે જાણે સ્ફટીકમણિનું સ્વરૂપ હોયની તેમ પ્રકટી રહી છે. જેને ધ્યાનમાં જોવા માટે મોટા મોટા ઋષિ મુનિઓ ઘણાં ઘણાં પ્રયત્ન કરે છે તે આજે કરૂણાથી મારા હૃદયમાં ઝળકારા માર્યા કરે છે. અંતઃકરણની અવિદ્યા હવે જતી રહી છે. હું તું અને તે રૂપ ત્રિપુટીના ભેદો પણ ગયા છે. કેમકે એ જ્યોતિનો પ્રકાશ ક્રમે ક્રમે હૃદયસરમાંથી થઈ સર્વત્ર પસરી રહ્યો છે. જ્યાં જોઉં ત્યાં મારા નાથની રસ્મિઓ જણાય છે. સઘળાને હું જ્યોતિ સ્વરૂપેજ જોઉ છું હવે મનની ઇચ્છાઓ કાંઇ રહી નથી. પ્રયત્નો પણ ગયા છે. અને દેહામક્તિ છૂટી પ્રભુમાં એક થયો છું.



# मनुष्य तुं कोण?

પદ ૧૬. ( ખેંગાર તેં ખુબીરે કીધી એ લય. )

ચૈતન્યની તું છે પ્રતિમા,
નથી તારા બળની સીમા.

તુજને પ્રાપ્ત છે સિદ્ધિઓ સઘળી, વિશ્વની અણિમા લઘિમા,
અપ્રતિહત તુજ સામર્થ્યની વીર! કાંઇ નથી પરિસિમા,
વૃથા ભયે હાવે તું બ્હી મા; ચૈતન્યની૦

ઝળહળતી તુજ હ્રદયમાં જ્યોતિ, અસ્ત નથી કાંઇ જેમાં,
સતચિત્ આનંદ સભર ભરેલાં, લિન થઇ જાને તું તેમાં,
મિથ્યા ભાવ હાવે તું વ્હેમાં;૧ ચૈતન્યની૦

# प्रभु आश्रये निर्भयता.

પદ ૧૭. (નાનકડી નાજુક નાર, એ લય)

નાનકડો પણ પ્રભુ બાળ, ભય ના કોથી ધરૂં,
જ્યાં પ્રભુ સરખા પ્રતિપાળ, વિશ્વે મસ્ત ફરૂં.

ચિંતા નથી મુજને હાવે કોઇ એ વાતની,
મળી આજે સાચી, ઓથ જગના તાતની.
રાખે નિશદિન બહુ વહાલ, ના હું વિશ્વે ડરૂં;-નાનકડો૦



૧ વહન કરવું ઉપાડવું. અંહમમતરૂપી ભાવ ધરીને રહેવું તે.

અર્થ-વિવેચન

( પદ ૧૬ )

હે વીર તું ચૈતન્યની પ્રકટ પ્રતિમા–મૂર્તિ છે. તારા બળની સીમા નથી, તે અમર્યાદિત છે. તને સઘળી સિદ્ધિઓ પ્રાપ્ત છે. તારૂ સામર્થ્ય સમુદ્રના જળની માફક અગાધ છે તારા હૃદયમાં જે જ્યોતિ ઝગઝગે છે, જેની સત્તાથી તું સવ કાંઈ કરવા સમથ થાય છે, એ ચિદ્જ્યોતિમાં આનંદ સભર ભરેલો છે તારી બહારની ખટપટોને ત્યાગી દઇ મિથ્યા અંહભાવને છોડી હે માનવી ! તું એમાં લિન થઇજા. ખરૂં સુખ તને તેથીજ મળશે.



અર્થ-વિવેચન

( પદ ૧૭ )

હું ન્હાનો પણ પ્રભુનો બાળકછું. મારે હવે ભય શાનો ? ચૌદ ભુવનના અધિપતિ મારૂં જ્યાં રક્ષણ કરે છે. ત્યાં મને ચિંતા શાની ? મારા તાતની મને સાચી ઓથ મળી છે. મારા ઉપર તેઓ અપાર પ્રેમ રાખે છે. હું વિશ્વમાં હવે કોઈથીજ ડરતો નથી અને સદા કાળ મારા પ્રભુની સ્તુતિ કર્યા કરૂં છું કે

भुजंग

नमस्ते नमस्ते विभो विश्व मूर्ते ।<br>
नमस्ते नमस्ते चिदानन्द मूर्ते ॥<br>
नमस्ते नमस्ते नमो योग गम्य ।<br>
नमस्ते नमस्ते श्रुति ज्ञान गम्य ॥



## उपाधिमुक्तनी प्रपंचीने चेतवणी.

પદ ૧૮ (મારે મંદિરે પધારો યોગીરાજ, એ લય.)

મારે હૃદયે પ્રકટ્યો છે જ્ઞાન દિપ હવે આજ.
ન્યાળું તે દિપના પ્રકાશથી એ......મારે.

સૃષ્ટિ ભાસતી મને આજ અવનવી,
એમાં કરતા પ્રપચ કાંઈ માનવી !
અનંતકાળ જાણે જીવવાના હાંજ; ન્યાળું.

કરે વાત મુખે સ્વર્ગને પાતાળની,
નથી ખબર તેને આજની કે કાલની,
તોયે ભરતા એ ફાળ પાપમાંજ; ન્યાળું.

છોડ શિઘ્ર હવે તારા પ્રપંચને,
યોગ, ભક્તિ, પ્રભુના, માર્ગે રંચને,
ચેત ! નહિં તો છે જમ જુતિયાંજ; ન્યાળું.

પેલી આવી ચાલી સ્વારી જો કાળની,
તારી દેહરૂપ નગરી સંભાળની,
સાધન બળને ભરી લે તેમાંજ; ન્યાળું.

કાળ કોઈનું એ ખોટું ન રાખશે,
રાય રંક સઉ એનાથી થાકશે,
એની સત્તા નથી સત્ય હોય ત્યાંજ; ન્યાળું.

સત્ય એક ખરૂં ઈશનું સ્વરૂપ છે,
એનું મૂળ તો આનંદને ચિદ્રુપ છે,
એને યજતાં જાય જીવ શિવમાંજ; ન્યાળું.

## અર્થ-વિવેચન
### ટીકા.

સંસારની ઉપાધિઓને છોડી મનુષ્ય જ્યારે પોતાના આત્મામાં સ્થિર થાય છે. અને ધીમે ધીમે તેમાં તન્મયતા વધારતો જાય છે ત્યારે તેના અંતઃકરણમાં જ્ઞાન દીપક ઉદય પામે છે. એ જ્ઞાન દશામાં મગ્ન થએલો વીર પુરૂષ સૃષ્ટિ તરફ નીચે દ્રષ્ટિ નાંખે છે. ત્યારે વિશ્વ ભરમાં પોતપોતાની સ્વાર્થમય પ્રપંચ ઘટનાઓથી અંધ બની ગયેલા પ્રપંચી મનુષ્યોનું કંઇક સ્વરુપ તેને સમજાય છે· તેથી તેવા મનુષ્યોને ચેતવણી માટેના ઉદ્ગાર આ પદ્ય મુજબ તેના મુખેથી સહસા નીકળી જાય છે.

અહાહા ? શું આશ્ચર્ય છે ? સંસારનું સ્વરુપ કેવું અવનવું અને વિચિત્ર છે ? તેમાં પોતાના સ્વાર્થને સિદ્ધ કરવાની અજ્ઞાનીઓની પ્રવૃતિઓ કેવી છે. તે સઘળું હું જ્ઞાન દીપકથી આજે જોઈ શકું છું.

હે પાપ કર્મમાં પ્રીતિવાળા, મારા બંધુઓ ? શું તમે સંસારમાં આવી અનંતકાળ જીવવાના છો ? જ્યાં આજ કે કાલની ખબર નથી ત્યાં અન્ય તો શીજ વાત કહેવી ? સત્કર્મમાં અનુરાગ ધરો. સઘળા પ્રપંચો છોડી દો. યોગ અને ભકિતના માર્ગે વળો. જીવનમાં એજ સાર રૂપ છે.

ચેતો ! નહિ તો યમરાજાના જૂતિયાં તમારે માટે તૈયાર છે. જુઓ ? સામેથી પેલી કાળની સ્વારી ચાલી આવે છે. તમારી દેહ નગરીને સંભાળો સાધનોનું બળ તેમાં ભરો. તમારી કાયામાં એવું તે કયું બળ છે કે જેથી તમે કાળને અટકાવી શકો ? કાળ રાય રંક નાનો મોટો કોઈની પણ સ્પૃહા રાખે તેમ નથી. હા, પણ એટલું ખરું છું કે જ્યાં સત્ય હોય ત્યાં કાળની સત્તા નથી. ઝળહળ પ્રકાશ મારતો જ્યાં સૂર્ય પ્રકાશ હોય ત્યાં અંધકારનો નિવાસ સાંભળ્યો છે ખરો કે ? સત્ય એ પોતેજ પરમાત્માનું સ્વરૂપ છે. આનંદમાં તેનો વાસ છે.

આ પરમ સત્યને ઉપાસતાં જીવપણું ચાલી જઇ મતિમાં શિવત્વ અનુભવાય છે.

**ऋतं सत्यं परं ब्रह्म सर्व संसार भेषजम्**

## વિશુદ્ધ પ્રેમ.

પદ ૧૯ (વૈષ્ણવ પ્રાણ થકી મને પ્યારા એલય)

પ્રેમને પ્રેમી હૃદય એક જાણે,
વિરાગી ત્યાગી ના પ્રેમને પીછાણેરે; પ્રેમને૦
શુધ્ધ પ્રેમ જેના અંતરમાં સાચો,
શુધ્ધ પ્રેમીની નિકટ આણે,
જાણે અજાણે કરે આકર્ષણ પ્રેમનું,
દિવ્ય દ્રષ્ટિ કોઈ તેને નાણેરે;—પ્રેમને.
રાજા અંબરિષનો સત્ય પ્રેમ નીરખીને રોકાયા પ્રભુ તે ઠેકાણે,
શિલ વેચાતાં સત્ય ધર્મશ્રી ગયાં પણ,
પ્રભુ રહયા પ્રેમના ખેંચાણેરે;—પ્રેમને.
વિદુર સ્રીનો પ્રેમ આવેશ જોઇ,
છાલ ખાધી કેળાંની ભાણે—
અમૃત તુલ્ય ગણી ભાજી વિદુરની,
ખાઇ ખાઇને એ વખાણેરે;—પ્રેમને.
એઠાં જમ્યા બોર સવરીના રઘુપતિ,
જાતિ ભેદ દ્રષ્ટિમાં ન આણે—
પ્રેમ ત્યાં નેમ નહિ, ત્યાં નહિ જાતિ,
એકતા અભેદ સર્વ નાણેરે,—પ્રેમને.
સાત ચીંથરીએ બાંધ્યા તાંદુલ સુદામાની,
પાસથી પ્રભુજી પ્રેમે તાણે,—
મોહક સ્વાદ તેમાં મૂકી પટરાણીઓના,
ગર્વને લાવીયા ઠેકાણેરે;—પ્રેમને.
રોતાં મૂકી બાળ ધાઈ ગોપિકાઓ,
મોહી એ પ્રભુજીના ગાણે—
વત્સ રહયાં ધાવતાં છોડી નિજ માતને,
સ્તબ્ધ થયા મુરલીના તાનેરે;—પ્રેમને.

કાષ્ટને કોરે તે ભ્રમર પણ પ્રેમથી,
ત્યાગતો, કમળ પુષ્પ પ્રાણે,—
સમરાંગણમાં જે વીર નર ઘુમતો તે,
ઘાયલ થાતો પ્રેમના બાણેરે;—પ્રેમને.
અંતર એકરાગતાને પામીને દંપતી,
દિવ્ય સુખ પ્રેમનું જે માણે,
તેનો અનુભવ પામી શકે કેમ,
રહેતા જે મહોડે કટાણેરે;—પ્રેમ.
અંતરના પ્રેમની ખુબી જુદી કાંઇ,
અંતરના પ્રેમી તેને જાણે,
વિકટ ભવસિંધુમાં પ્રેમ સાધનથી.
લાવતા કીનારે નિજ વહાણેરે;—પ્રેમને.

અર્થ—વિવેચન

શુદ્ધ પ્રેમ એ પ્રભુનું સ્વરૂપ છે.

પ્રેમને પ્રેમી હૃદયજ જાણી શકે છે. વિરાગી અથવા ત્યાગી કે ઉદાસિન મનુષ્ય સત્ય પ્રેમના સ્વરૂપને જાણી શકતા નથી.

પ્રભુ એ તો પ્રેમને વશ છે. રાજા અંબરિષનું શિલવ્રત ઇંદ્રે જ્યારે કપટથી દાનમાં લીધું ત્યારે શીલની પાછળ સત્ય, ધર્મ, લક્ષ્મી આદિ સર્વેએ જવા માંડયું. અને એ દૈવી સદગુણો જતાં પરમાત્માએ પણ ત્યાં આવી એ ભક્તની રજા માંગી પણ તે વખત એ રાજાનો સત્ય પ્રેમ જોઈ એમનાથી જવાયું નહિ. વિદુરની સ્ત્રી એ પ્રભુને કેળાને બદલે છાલ ખવડાવી. વિદુરની ભાજી પણ પ્રભુએ પ્રેમથી ખાધી સવરી નામની ભીલડીના એઠાં બોર પણ એજ પ્રેમને લીધે ખાધાં. સુદામાના તાંદુલને પણ વખાણ્યા.

પ્રેમના અદ્દભુત સામર્થ્યનું તે કેમ કરી વર્ણન થઇ શકે ? ગોપીઓ એજ પ્રેમના આકર્ષણે ખેંચાઇ. કાષ્ટને પણ કોરી નાખનાર, ભ્રમર કમળપુષ્પ પ્રતિના પ્રેમથી પોતાના પ્રાણને ખુએ છે. યુધ્ધમાં હજારોને ઘાયલ કરનાર વીર પુરૂષ પણ એક યુવતીના પ્રેમ બાણ આગળ ઘાયલ થઇ જાય છે.

અંતરના પ્રેમની ખુબી કંઇ જુદીજ છે. પ્રેમરૂપ સાધનથી આ વકટ જણાતા ભવસિંધુમાં પોતાના વહાણને કીનારે લાવી શકાય છે.

# भयग्रस्त न थवा जीवने सुबोध.

## પદ ૨૧ (ઘરની શોભાછે ઘરવાળી. એ લય.)

શીદ ભયને વૃથા જીવ ધારે,
રક્ષક તારા શીર કિરતારે; શીદ૦

'આ દુઃખ' 'આ દુઃખ' એમ વળી વળી શું મુખથી તું પુકારે,
ટળતું દુઃખ સઉ પ્રભુ આશ્રયથી, જાતું શરણે પ્યારે;—રક્ષક૦

બલહિન, આશ્રયહિન, તુજને શું, હર ઘડીએ તું ધારે,
બલપ્રદાતા, આશ્રયદાતા, પ્રભુ શરણુમા જારે;—રક્ષક૦

સમર્થ ધણી જો શીર પર છે તો, ફીકર વળી શી તારે,
ઉપાધિ ચિંતા સઘળી ત્યાગી, પ્રભુ જપ નદીમાં ન્હારે;—રક્ષક૦

આશ્રય મુજને મળશે કે નહિ, એવી ચિંતા ગારે,
અધિક અધિક તું ઉંડો જતો શું, પ્રભુથી અભિમુખ થારે;—રક્ષક૦

જાયા પહેલાં જનુનિ ઉરમાં, પય ભરે શું તે વિસારે,
ગર્ભાગારે જનનિ જઠરથી, રક્ષણ કરતા સારે;—રક્ષક૦

શ્વાન જાણે જેમ સકટનો બોજો, શીર પર પડયો છે મારે,
તદ્વત તું વ્યવહાર સકળની, મિથ્યા ઉપાધિ ધારે;—રક્ષક૦

પ્રભુ ચરણુમાં ઉપાધિ ત્યાગી, લિન થઇશ તું જ્યારે,
સંપત્તિ સુખનો સ્વામી બનીશ તું, એ સુદિન જોઉં કયારે?—રક્ષક૦



**અર્થ-વિવેચન**

હે જીવ! ભય શા માટે ધરે છે?

તારે માથે તો તારા સબળ રક્ષક કિરતાર બેઠા છે. મને અમુક દુઃખ પડયું મને અમુકે દુઃખ પાડયું એવા પોકાર શામાટે પાડે છે? ભાઇ! પ્રભુને શરણે જા, તારૂં સઘળું દુઃખ નાશ પામશે.

તું તને હર વખતે બલ વગરનો, આશ્રય વગરનો શા માટે માન્યા કરે છે? બલમાત્રને ઉમન કરનાર અને દુઃખી જીવોને અભય આપનાર પ્રભુ શરણુ સ્વીકારી લે.

સમર્થ ધણી માથાપર હોવા છતાં તારે વળી ચિંતા શાની!

સઘળી ઉપાધિ અને ચિંતા છોડી પ્રભુ જપમાં સ્નાન કર, શું તને એમ ચિંતા થાય છે કે મને પ્રભુ અભય આપશે કે નહિ? તો ભાઇ એવી ચિંતા કરવી છોડી દઇ પ્રભુથી અભિમુખ થઇ જા, જ્યારે તારો જન્મ પણ ન હતો તે વખત ગર્ભાવાસમાં જનનિ જઠરના તાપથી તારૂં રક્ષણ કર્યું, તેમ તેના ઉરમાં દૂધ ભર્યું, એવા કરુણા સાગર પરમાત્મા તને શું હવે વિસારી દેશે?

ગાડાની નીચે ઉભું રહેલું કૂતરૂં જાણે કે હુંજ આ ગાડાનો ભાર તાણું છું, તેમ તું એમ માને છે કે આ સકળ ઉપાધિ મારે માથેજ છે પણ બધુ એવું માનવું છોડી દે, તારી સઘળી ઉપાધિઓનો ભાર જે તારે માથે રહેલો તું માને છે તે ભારનો સઘળો ટોપલો પ્રભુના ચરણમાં મુકી દે, જ્યારે તુ એમ કરીશ ત્યારેજ તું સંપત્તિ અને સુખ મેળવી શકીશ.

વહાલા! એવો સારો દિવસ જોવાને આ નેત્રો કયારે ભાગ્યળી થશે?

**वसंततिलकावृत**

तस्मै नमो भगवते पुरुषाय भूम्ने
विश्वाय विश्व गुरवे परदैवताय
नारायणाय ऋषये च नरोत्तमाय
हंसाय संयतगिरे निगमेश्वराय ॥
(श्रीमद् भागवत स्कंध १२ अ. ८ श्लो. ४७)

# अभिलाषा.

પદ ૨૧ (રામબાણુ વાગ્યા હોય તે જાણે એ લય.)

હો નાથ! મારા, હૃદયમાં સ્થિત સદા રહેજો.
મને આપનો પોતાનો કરી લેજો;—હો નાથ૦
ભયકાળે આપ અભય સ્વરૂપ થઇ,
આશ્વાસન સાચું મને દેજો,
અવિહિત પથમાં ગતિ મુજ થાય ત્યારે (૨)
ચેતાવી સત્ય માર્ગે કહેજો—મને.
ક્રોધમાંહિ શાંતિરૂપ, વિપત્તિમાં ધૈર્યરૂપ,
બનીને મુજ સંગમાંહિ વહેજો,—મને.
વિષમ કાળે હોય ભાન ન ઠેકાણુ ત્યારે,
અભયકર છાયા મને દેજો;—મને.
લોભ વૃત્તિ જાગે જ્યારે મુજમાં પ્રભુજી તવ,
અલોભરૂપ દાનધર્મ કહેજો;—મને.
ભોગમાંહિ ત્યાગના રહસ્યને બતાવી,
વૃત્તિ વિરાગ ભાવે રહેજો;—મને.
સૃષ્ટિમાંહિ આપની વિભુતિ નિહાળું.
બળ નેત્રમાંહિ એવું મને દેજો,—મને.
અશુભ ન્યાળવા થાય તત્પર કદી તો,
નેત્રના સામર્થ્યનેજ હહેજો;—મને.
આપ સમી શક્તિના ત્રિભુવનમાં નાથ
કદી કોઈની કદાપિ ન છેજો—મને.
એ શક્તિની કરી પ્રતિતિ આ ઉરમાં,
આપને હું એક કરી દેજો—મને.

અર્થ-વિવેચન

હે મારા જીવન આધાર નાથ? આપ સદા મ રા અંતઃકરણમાં પ્રકટ રહી મને આપનો પોતાનોજ કરીને સ્થાપજો.

જ્યારે મને ભય જણાય ત્યારે આપ અભય સ્વરૂપ થઇ આશ્વાસન આપશો. અને હે પ્રાણ! જ્યારે હું અજ્ઞાનના માર્ગે વહી અવિહિત કૃત્ય કરવા તૈયાર થાઉં ત્યારે મને ચેતાવી સત્ય રસ્તો દર્શાવશો.

પ્રભુ? આપ મારા ક્રોધમાં શાંતિરૂપે, વિપતિમાં ધૈર્ય રૂપે, અને વિષમકાળમાં એટલે મારા નઠારા વખતમાં, અથવા અંતના વખતમાં અભય રૂપે મ રા સંગી રહેશો.

મારામાં જ્યારે પણ લોભવૃત્તિનો ઉદય થાય ત્યારે આપ દાનની મહત્તા જણાવશો. ભોગમાં ત્યાગનું રહસ્ય બતાવશો, અને સાચાવિરાગને પ્રકટ કરશો.

હે ચૈતન્ય સ્વરૂપ ઘટ ઘટ વ્યાપી પ્રભુ! આ સકળ સૃષ્ટિમાં આપની વિભુતિ વ્યાપી રહી છે. એવું જોવાનું બળ મારી આંખમાં આપજો. જ્યારે મારા નેત્રને કોઇનુ પણ અશુભ ન્યાળવાનું મન થાય તો તે પૂર્વે મારા નેત્રની જોવાની શકિતનો નાશ કરજો.

આપના જેવી મહાન શકિત જગતમાં કોઇનીજ નથી. એ દિવ્ય શકિતની પ્રતિતિ કરાવી મારા અને આપના વચ્ચે જે ભિન્નતા છે તેનો ત્યાગ કરાવી આપના સ્વરૂપ સાથે મને એક કરશો

ભુજંગ.

नमस्ते सते ते जगत्कारणाय।
नमस्ते चित्ते सर्व लोकाश्रयाय॥
नमः साक्ष्यकन्दाय मुक्तिप्रदाय।
नमो ब्रह्मणे व्यापिने शाश्वताय॥

સતરૂપ, જગતના કારણ રૂપ, ચિત્ત સ્વરૂપ, સર્વ લોકના આશ્રય રૂપ, સર્વ સુખના મૂળ રૂપ, મુકિત રૂપ, બ્રહ્મરૂપ, સર્વત્ર વ્યાપક અને શાશ્વત રૂપ એવા પરમેશ્વરને વારંવાર નમસ્કાર.

# आत्मानुभव.

પદ ૨૨ (એક જવાલા જલે તુજ નેનનમાં એલય.)

મારા સર્વજ્ઞ આત્માની દ્રષ્ટિ વિષે,
કાંઇ ભેદ નથી કાંઇ ભ્રાંતિ નથી;
મારા ચિદ્દ ચૈતન્ય આ સ્વરૂપ વિષે
કાંઈ શોક નથી, કે અશાંતિ નથી. મારા૦
મારા સુખ સ્વરૂપ આ આત્મા માંહિ
કાંઈ રોગ નથી, કાંઇ દુઃખ નથી;
મારા હૃદયવાશિ હૃષિકેશમાંહિ
કાંઇ કોઇ વસ્તુની એ ભૂખ નથી. મ.રા૦
હું વ્યાપી રહયો છું આ વિશ્વ બધે,
હુંથી ગુપ્ત નથી કાંઇ ન્યારૂં નથી;
હું વિશ્વ વિલાસી, આપે સુખ રાશિ,
મારે શત્રુ નથી, કાંઇ પ્યારૂં નથી. મારા૦
મારા શાંતિ નિકેતન, આત્મા વિષે,
કાંઇ કોઇ કશાની એ કલાંતિ નથી;
સુખમય, ચિન્મય, મુજ સ્વરૂપને જોતાં,
આનંદ સીમા કથાતી નથી. મારા૦
હુંમા કામ નથો, કાંઇ ક્રોધ નથી, અને
વસ્તુતઃ રીતે હુંકાંઇ નથી.
સર્વથી જુદો હું, મુજ સ્વરૂપે રહું
સ્થિતિ એ સમ કો' સુખદાઇ નથી.

**અર્થ-વિવેચન.**

મારો આત્મા સર્વજ્ઞ પરમાત્માના સ્વરુપે છે. એને કાંઇ પણ ભેદ નથી. એને કોઇ ભ્રાંતિ નથી. એને કાંઈ શોક નથી. એ ચૈતન્યમય છે. એને કાંઇ અશાંતિ નથી. આત્મા સદા સર્વદા સુખ સ્વરૂપ છે. એને રોગ નથી. તેમ દુઃખપણુ નથી. આ મેળવુ કે તે મેળવું એવી કોઇ પણ વસ્તુની અપેક્ષા નથી. હું સર્વત્ર વ્યાપેલો છું. મારાથી કાંઇ ગુપ્ત નથી. મારાથી કાંઇ જુદુ નથી. હું વિશ્વમાં વિલાસ કરવાવાળો સુખમયછું મારે કોઇ શત્રુ પણ નથી. મારે કોઇ વહાલું પણ નથી.

મારા શાંતિ સ્વરૂપ આત્મામાં કોઇ પણ પ્રકારનો કલેશ નથી. એ તો સુખમય અને ચિન્મય છે. એના તરફ જ્યારે જોઉં છું ત્યારે વૃત્તિમાં સહસા આનંદ ઉભરાય છે.

મારા એ આત્મામાં કાંઇ કામ નથી, તેમ ક્રોધ પણ નથી, વસ્તુતઃ રીતે તો મને કોઇ વસ્તુનું લેપન નથી, સર્વથી હું જુદો, મારા સ્વ સ્વરૂપમાંજ તન્મય રહેનારો હું છું.

**ટીકા**

આ ભાવના પ્રત્યેક મનુષ્યે નિત્ય કરીને તેમાં જેમ બને તેમ તલ્લિન થવાનો અભ્યાસ પાડવો જોઇએ.

**इन्द्रवज्रा**

**एकस्त्वमात्मा पुरुषः पुराणः**
**सत्यः स्वयंज्योति रनन्त आद्यः।**
**नित्योऽक्षरोऽजस्र सुखो निरंजनः**
**पूर्णोऽद्वयो मुक्त उपाधितोऽमृतः॥**

હે પ્રભુ? આપનો એક આત્મા જુદા જુદા શરીરમાં વસેલો છે, આપ સત્ય સ્વંય પ્રકાશ અંતવિનાના અને આદિ છો, નિત્ય અવિનાશી સુખસ્વરૂપ અને પરબ્રહ્મ છો, પૂર્ણ છો, અનન્ય છે, ઉપાધિથી મુક્ત અને અમરછો.

# आत्मानो जीवात्मा.

(પદ ૨૩ પાણીડાં ગ્યાતાં ભરવાં સ્નેહ સરોવર આરે એ લય)

રે....સ્વતંત્ર નભનો વાશી થઇને, ભૂમિ તલે આવ્યો,
આત્મા મટી જીવાત્માનો ભાવ દઢાવ્યો.
વાસનાના બંધે બાંધી નિજથી એ ફસાયો,
સત્ ચિત્ આનંદ ધર્મ જે આત્માના દીધા પ્રથમ વિસારી.
ભય, દુઃખ, મૃત્યુ, આદિ વિનાશી ભાવમાંહિ, મતિને અખંડ રાખી જારી;—સ્વતંત્ર
સુરમ્ય ગગનમાં વિહરણ કરવું દીધું પછીથી એણે છોડી.
માયાના ભ્રમથી ભૂલ્યો, અતત્વે મતિ નિજ જોડી; સ્વતંત્ર.
જીવ હું જીવ હું જીવાત્મભાવની છાંયા આત્મા પર નાંખી,
અધિક અધિક એ છાંયા દ્રઢાતા થઇ બંધ આત્માની ઝાંખી;--સ્વતંત્ર
ઝાંખી જતાંમાં હું મારૂં એ ભાવતો તત્ક્ષણ મનમાંહિ આવ્યો,
રાગને દ્વેષ રૂપી પટ બહુ લાગ્યા તેને, સમુળજ આત્મા ભૂલાવ્યો--સ્વતંત્ર;
પંચ ભુતાત્મક દેહ વિનાશના ધર્મવાળો, તેને અવિનાશી કરી જાણ્યો,
મિથ્યા જીવત્વનો વળ નહિ મૂકયો એને અધિક અધિકજ તાણ્યો--સ્વતંત્ર.
ચેત! અલ્યા મૂઢ ચેત! તું જીવ નહિ, શિવ તને લેજે તું જાણી,
શિવત્વનો કર અનુભવ તારામાં, જીવનની ધન્ય એ લ્હાણી --સ્વતંત્ર.

**અર્થ–વિવેચન**

સ્વતંત્ર ગગન મંડલમાં ફરનાર, એક આત્માને ભૂમિ તલ ઉપર આવવાની ઇચ્છા થઇ અને તે આવ્યો. આવીને તરતજ પોતાનું આત્માપણું ભૂલી ગયો. અને પોતાને જીવ માનવા લાગ્યો. અને હું અલ્પશક્ત છું. હું પામર પ્રાણી છું. હું માયા ગ્રાસિત છું એ પ્રકારની વાસનાઓના બંધનો તેણે પોતાના ઉપરજ નાંખી. પક્ષી જેમ જાળમાં ફસાય તેમ ફસાઈ ગયો.

આત્માના સત ચિત અને આનંદરૂપ જે ધર્મો હતા તે એણે છોડી દીધા. અને ભય, દુઃખ, મૃત્યુ, આદિ ભાવોમાં પોતાની બુદ્ધિને રમાડયા કરી.

ગગનમાં ઉડવાનું તો એ ભૂલીજ ગયો. અને માયાના એટલા બધા ભ્રમમાં પડી ગયો કે પોતાની મતિને અતત્વમાં પ્રીતિવાળી કરી. હું જીવ છું. એ પ્રકારની છાયા આત્મા ઉપર નાંખી દીધી. અને તેનાથી આત્માની ઝાંખી બંધ થઇ ગઇ. જ્યાં આત્મભાન ભૂલાયું ત્યાં હું અને મારૂં રૂપી ભાવ જાગ્રત થયો. તેના ઉપર રાગ દ્વેષના રંગો લાગ્યા. અને દેહને અવિનાશી તરીકે માનવા લાગ્યો.

આત્માની આ પ્રમાણે જીવાત્મ ભાવથી હિન દશા થઇ. હે મૂઢ માનવી ! તારો આત્મા એ જીવ નથી પણ શિવ છે ચેતી લે? ચેતી લે? વીર ! અને તારામાં શિવત્વનો અનુભવ કર. જીવનમાં એના જેવો શુભ પ્રસંગ બીજો એકે નથી

---

**भुतैर्महद्भिर्य इमाः पुरो विभु**
**निर्माय शेते यदमूषु पुरुषः ॥**

જે સર્વવ્યાપક પ્રભુ પંચ મહા ભૂતમાંથી આ સર્વ શરીરને બનાવી જીવરૂપે રહે છે. તે પુરૂષાત્મા છે.

---

# स्वरूपे शमन.

પદ ૨૪ (બ્રહ્માંડ રમણિક વિસ્તર્યું એ લય.)

મુજ પ્રભુ સ્વરૂપે આત્મમાં જ્યાં લિન હું થઉં છું.
મહા! ત્યાં શાંતિને લહું છું;
મૂળ સર્વનું ને સર્વથી પર, હું સદા રહું છું,
હું ન્યારો સર્વમાં વહું છું. મુજ૦
સૂર્ય ચંદ્ર તારા ગ્રહ ગણોને પ્રકાશ હું દઉં છું,
નિયમન કરીને તેમનું, દ્રષ્ટા રૂપે રહું છું; મહા૦
ચર અચર સઘળું જગત હું સર્વ રૂપ સઉ છું,
ઉત્પન્ન કરૂં કદી વિશ્વ આ, કદી સમેટી હું લઉ છું; હું ન્યારો.
જેમ ચક્રનો આધાર ધરી પર, વિશ્વે તેમ હું છું,
ગતિ આ ગતિ સઉ હ્રદયમાં, થડકારા કરી દઉં છું; હું૦
જે માનવી! મુજ સ્વરૂપ સમજે તેને પ્રકટ હું છું.
અનુભવ કરાવી તત્વનો, હું ભિન્નતા દહું છું.
જુઓ ત્યાં હું હું ને હું;



## અર્થ-વિવેચન

### ટીકા

મનુષ્યના શરીરમાં જે આત્મા છે. તેજ ખરેખરો પરમાત્માનો અંશ છે. મનુષ્ય એ પરમાત્માને પોતાથી ગમે તેટલો દૂર માને તો પણ સમજણના અંતે પોતાના સ્વરૂપ તરફ વળ્યા વિના તેને છૂટકો નથી. જ્યારે મનુષ્ય સ્વરુપાભિમુખ થાય છે. બહારના ચિંતનોને છોડી એક પરમતત્વમાં લિન થાય છે ત્યારે તેને જણાય છે કે એ પરમતત્ર એ પણ હુંજ છુ. આની રીતે પ્રભુથી એક થયેલો સંયમી પોતાના પ્રભુ સ્વરુપનું જ્ઞાન અને શક્તિ આ પદ્યમાં વર્ણવે છે.

મારા આત્મ સ્વરૂપમાં જાગ્રત થતાં હું ખરેખરી મહા શાંતિને પામું છું. સર્વનું મૂળ હું છું. સર્વમાં હું રહું છું. અને સર્વથી જુદો પણ હું છું. મારા પ્રકાશથીજ સૂર્ય ચંદ્ર તારા વીગેરે પ્રકાશે છે. તેમને નિયમમાં રાખનાર હું છું. ચર અચર જગત પણ હું છું. વિશ્વને ઉત્પન કરૂં છું તેમ સમાવું છું. જેમ પૈડાનો આધાર તેની ધરી ઉપર હોય છે તેમ મારા ઉપર વિશ્વનો આધાર છે. પ્રાણીઓના હ્રદયમાં ધબકારા રૂપે હુંજ ગતિ અગતિ કરૂં છું મારૂં સ્વરૂપ સમજનારને હું કાંઈ જુદો નથી. જ્યાં જુઓ ત્યાં હું હું અને હુંજ સભર ભરેલો છું.



**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥**

હે અર્જુન ? સર્વ ભૂતોનું જે કાંઈ મૂળ બીજ તે હુંજ છું. કેમકે કોઈપણ ચરાચર વસ્તુનું મારા વિના અસ્તિત્વજ નથી.

(ભ. ગીતા. ૧૦. ૩૯.)



# શુભેચ્છા.

પદ ૨૫ (મુજને મારના સમશેર એ લય.)

શાંતિઃ શાંતિઃ સઉ સ્થળ માંહ્ય, પ્રભુ વર્તાવજો,
જડ, દુઃખ, ભ્રાંતિ, આદિ અપાય, સઘ વિલાવજો.

દુનિયા સઉ સ્થળે છે અશાંત,
તેને સાચી કરીને શાંત; અનુગ્રહ દાખજો; શાંતિ.

લાગે સર્વ સ્થળ ઉદ્વેગ,
થાતા ન શાંત મનના વેગ, સ્વરૂપે સમાવજો; શાંતિ.

જીવને સાચી શાંતિનું ધામ,
આપ વિના ન કોઇએ ઠામ, પદ દર્શાવજો; શાંતિ.

કરીને સ્વરૂપથી અભિમુખ,
ભાંગો શાંતિ કેરી ભુખ; માગ્યું અપાવજો; શાંતિ.



**અર્થ-વિવેચન.**

હે પ્રભુ ! આ વિશ્વમાત્રમાં સર્વત્ર શાંતિ પ્રસરાવશો.

અજ્ઞાનથી આવી ગયેલી જડતા, દુઃખ ભ્રાંતિ વ્હેમ વગેરે સર્વનો નાશ કરશો.

દુનિયાની પ્રવૃત્તિને હું જોઉં છું. તો તેમાં કેવળ અશાંતિનું વાતાવરણ વ્યાપી ગયું છે તેને સત્ય માર્ગ દર્શાવી શાંત કરશો.

જ્યાં નજર કરૂં છું ત્યાં બહિર્મુખતા સેવી સેવી મનુષ્યોના હૃદય ઉદ્વેગવાળાં થઈ ગયાં છે. મનના વેગો પણ શાંત થતા નથી. તો તેને સ્વરૂપમાં સમાવજો.

હે નાથ ! આપના વિના આ વિશ્વમાં જીવને સાચી શાંતિનું ઠેકાણું એક પણ નથી. માટે આપનું શાંતિ નિકેતન પદ અમને દયાથી દર્શાવશો. અમારી વૃત્તિને સ્વરૂપથી અભિમુખ કરો. અને શાંતિની સુધા સમાવો.

**સમર્પણ**

**उपजाति**

**कायेन वाचा मनसेन्द्रियैर्वा बुध्यात्मनावा प्रकृति स्वभावात् ।**
**करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥**

**भागवत स्कंध ॥ अ. २ श्लोक ३६.**

---:o:---

સુરત ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે આવેલા ધી "શંકર"
પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે
છાપ્યું.